અમદાવાદ—યુનિયન પ્રિ. પ્રેસ કંપની લિમિટેડ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

કિંમત રૂ. ૦—૨—૦

પોસ્ટેજ માફ.



# शुक्लतिर्थ महात्म.

રચનાર

પરવતસિંહ હમીરસિંહ.

તથા

રામસિંહ માનસિંહ.

અણોર, સ્કુલ—આ. માસ્તર.

સંગીત રામરાવણ નાટક વિગેરેના કર્તા.

સંવત ૧૯૫૩. સને ૧૮૯૬.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

કિંમત રૂ. ૦—૨—૦

પોસ્ટેજ માફ.

# शुक्लतिर्थ महात्म.

રચનાર

પરવતસિંહ હમીરસિંહ,

તથા

રામસિંહ માનસિંહ.

ઝણોર, સ્કુલ—આ. માસ્તર.

સંગીત રામરાવણ નાટક વિગેરેના કર્તા.

સંવત ૧૯૫૩. સને ૧૮૯૬.

૬૫૦૭

ઊંચી જાતના કાગળપર સરસ ટાઇપથી છાપેલા

( તદ્દન નવી ફેશનના )

# ગણોતપટ્ટા.

**ભાવ—રૂપિયા ૧ ના ૧૧૦ પ્રમાણે મળશે.**

નીચેને શિરનામે લખવાથી મોકલી આપવામાં આવશે.

કર્તા.
**પરવતસિંહ હમીરસિંહ.**
તથા
**રામસિંહ માનસિંહ.**

ઝંઘાર તા. ભરૂચ
પોષ્ટ ચમારગામ.

# अर्पण पत्रिका.

## રા. રા જેઠાભાઈ કાલીદાસ, વકિલ.

## મુ. ભરૂચ.

### સવૈયા છંદ.

**ભૃગુકચ્છના** સ્વચ્છ વિપ્રની જાત વિષે વિધવિધ પ્રખ્યાત,
મરહૂમ **જેઠાભાઈ** સખીદીલ વધુ વકિલ વિષે વિખ્યાત;
આબરૂ ચપળા ચોગમ ચળકી જરૂર જે થકી વધી વડાઈ,
એમ વદે સરવે સજ્જન ધન્ય સદ્ગુણી ગ્રાહક **જેઠાભાઈ.**

માહીતગાર મહાન કાયદા હિંદ તણા હાજર હૈયેજ,
અભ્યાસી ઈંગ્લીશ પરિપૂરણ અકળ યુક્તિઓ શોધે એજ;
વિનય વિવેક શીયળ શુભ વિદ્યાપર ધરતા પ્રીતિ ચિતચાહી,
એમ વદે સરવે સજ્જન ધન્ય સદ્ગુણી ગ્રાહક **જેઠાભાઈ.**

વાણી મધ્યે વશીકરણતા દયા ક્ષમા નયને ભરપૂર,
શાન્તિ ભક્તિ ભરી ઉદરમાં ઉદારતા દિશે અતિ ઉર;
પરમાર્થે પૂરણ પ્રખ્યાતા ધર્મ કૃત્ય પર પ્રીત સવાઈ,
એમ વદે સરવે સજ્જન ધન્ય સદ્ગુણી ગ્રાહક **જેઠાભાઈ.**

સ્વદેશ હિતકારી સુરતરૂના સદ્ગુણે આકર્ષ્યું મંન,
**મહાત્મ શુકલતિર્થ** લઘુ ધરી ભાવ ભેટ ધરીએ દિન ધંન;
**ઝણોર** વાશી **રામસંગને પરબત** પર ધરી પ્રીત અપાર,
કદરદાન ગંભિર ગુણનિધિ સ્નેહ સહિત કરશો સ્વીકાર.

**ઝણોર.**
તા. ૨૩—૧૦—૯૬

લી. આપના સદ્ગુણ પ્રશંશક
**ગ્રંથકર્તા.**

૬૪૪૬

શ્રી.

# શુકલતિર્થ મહાત્મ.

---

## ગરબો ૧ લો.

### પડવાની પડપ્રીત—એ રાગ.

કરો કૃપા પરમેશ ઇશ અવિનાશીરે;
[1]જગત્રાતા સુખદાતાજ વિઘ્ન વિનાશીરે.
ગિરિવરધર ગોપાલ દેવકી નંદનરે;
[2]અઘ [3]મોચન છો ઘનશ્યામ કંસ નિકંદનરે.
ઉમાપતિ ત્રિપુરારી કરૂણા કરજોરે;
ૐકારેશ્વર નીલકંઠ કષ્ટ હરજોરે.
ગુણનિધિ ગણપતિ દેવ શુધબુધ સ્વામીરે;
દો મતિ મહેશ્વર તંન કહું શીરનામીરે.
હંસ વાહની માત સરસ્વતિ સાચીરે;
નથી બુદ્ધિ ગુણગાવા, મતિ અતિ કાચીરે.
આરાસુરી મા અંબીકા અલબેલીરે;
કર સેવકને મા સા'ય; વે'લી વે'લીરે.
રચ્યું રસિક ગરબા ઉલટ ઉર આણીરે;
કરે મે'ર મયાળુ માત શીવ પટરાણીરે.

---

૧ રક્ષણ કરનાર. ૨ પાપ. ૩ નાશ કરનાર.

**શુકલતિરથ**નું ક્ષેત્ર; ‡રેવા તીરેરે;
વહે માનું નિર્મળ નીર, ધીરે ધીરે રે.
**ૐકારેશ્વર** ઇશ તેમાં વશીયારે;
ત્રિપુરારિ ભોળાનાથ જે રંગ રસીયારે.
**શુકલતીરથ** મહીમા વિશેષ વધાર્યોરે;
અતિ અધર્મનો કરનાર **ચાણાક્યજ** તાર્યોરે.
જ્યમ [1]રવિ ગ્રહોમાં શ્રેષ્ઠ પશુમાં નંદીરે;
[2]ખગમાં જ્યમ શ્રેષ્ઠ ગરૂડ સ્ત્રીમાં શીળવંતીરે.
અરૂંધતી સતી માંય કૈલાશ [3]ગિરિમાંરે;
[4]સરિતામાં રેવા જેમ દર્ભ [5]શરીમાંરે.
સકળ દેવમાં શ્રેષ્ઠ ઉમયા નાથજ રે;
ત્યમ [6]સકળ તીર્થમાં શ્રેષ્ઠ **શુકલતીરથ**રે.

---

## ગરબો ૨ જો.

શું કહીયે કાના તમનેરે, વારે વારે લટકાળા—એ રાગ.

**ૐકારેશ્વર** ઇશ તમનેરે શીર નામી વંદન કરીયે;
કરજોડી નમીયે તમનેરે જેથી ભવ સાગર તરીયે—ટેક.
સુર મુનિવર પાર ન પામેરે, શીર.
તો મુજ બુદ્ધિ કયમ જામેરે. શીર.
છે સમાજોગ એક વેળા રે, શીર.
થયા **મુનિવર** સરવે ભેળારે. શીર.
સૌ **મુનીવર** મંન વિચારે રે, શીર.
હરી ધ્યાનજ ધરવા ધારે રે. શીર.

---

‡ નર્મદા. ૧ સૂર્ય. ૨ પક્ષી. ૩ પર્વ. ૪ નદિ. ૫ તણુખલાં. ૬ સર્વ.

અતિ *ઉગ્રજ તપ આચરીયુંરે, શીર.
તવ આપે ઉરમાં ધરીયુંરે. શીર.
સેવક સંકટ દૂર કરવારે, શીર.
વળી ભક્ત તણો ભય હરવારે. શીર.
અતિ પવિત્ર ક્ષેત્ર વસાવારે, શીર.
મહીમા ‡મહીમાંય ઠરાવારે. શીર.
પાપી જન પાવન કરવારે, શીર.
વળી [1]ભૂતળ ભક્તિ નીપાવારે. શીર.
કરી કૃપા નજર તે વારજ રે; શીર.
રેવા જળથી નિરધારજ રે. શીર.
સેવક અરજી ઉર લઇને રે; શીર.
પ્રગટ્યા હુંકારો દઇને રે. શીર.
સૌ **મુનિવર** મન આનંદ્યારે, શીર.
**શીવ** ચરણકમળને વંદ્યારે. શીર.
સ્તુતિ કરી ગદગદ કંઠેરે, શીર.
તવ કૃપા કરી **નીલકંઠેરે.** શીર.

---

## ગરબો ૩ જો.

**મા પાવા તે ગઢથી ઉતર્યાં મા કાળીરે—એ રાગ.**

**ઋષિયો—ૐકારેશ્વર** ભગવાન, [2]અખીલ જગત્રાતારે;
વિષધર કંઠે પરિધાન; છો સુખદાતારે.—ટેક.
**પંચાનન** શ્રી પરમેશ, અખીલ.

---

* મોઢું. ‡ પૃથ્વી. ૧ પૃથ્વી. ૨ બધા.

છો દયાનિધિ દેવેશ. છો સુખ.
શીર જટા જુટ સઘંન, અખીલ.
છે વિભૂતી લેપન અંગ. છો સુખ.
વીંટયા છે અંગ ભૂજંગ, અખીલ.
ગણ **નંદી ભૃંગી** સંગ. છો સુખ.
પહેલે કર બ્રહ્મ કપાળ, અખીલ.
બીજે કર ત્રિશુળ ધાર. છો સુખ.
ત્રીજે કર શંખ સદાય, અખીલ.
ચોથે કર ગદા સોહાય. છો સુખ.
**નંદીવાહન** સુખકાર, અખીલ.
અર્ધાંગે ઉમયા નાર. છો સુખ.
છો સૃષ્ટી સરજનહાર, અખીલ.
વળી અસ્તોદય કરનાર. છો સુખ.
છે કપાળ ચંદ્ર વિશાળ, અખીલ.
છે કંઠ રૂંઢની માળ. છો સુખ.
છો ત્રિલોકના પ્રતિપાળ, અખીલ૦
વળી દુખહર દીન દયાળ. છો સુખ૦
ભલે પધારીયા મહારાજ; અખીલ૦
સેવકની પૂરી આશ. છો સુખ૦
નમું કર જોડી મહારાજ, અખીલ૦
વારે વારે શીરતાજ. છો સુખ૦

**શંકર**—વદીયા **વિશ્વંભર** વાણુ, અતિ ખુશ હું છું જી;
માગો **મુનીવર** નીરવાણુ પ્રસન્ન થયો છું જી.

**ઋષીયો**—નથી આશા કંઈ અવિનાશ, અખીલ૦
હતા દરશનના અભિલાષ. છો સુખ૦

આશા થઈ પુરણ આજ. અખીલ૦
થયાં મન વાંચ્છિત સૌ કાજ. છો સુખ૦

---

## ગરબો ૪ થો.

### આના તારૂં ચોટું ચાંપાનેર કે—એ રાગ.

હું તો ગણપતના ગુણ ગાઉં કે સમરૂં સરસ્વતિરે લોલ.
કરજો કૃપા સીતાપતિ રામ કે આપો શુભ મતિરે લોલ.
પ્રગટ્યા ત્યાં પંચાનન ઈશ કે હરખ્યા મુનિ સહુરે લોલ;
કીધું સ્થાપન શુકલતીર્થ કે શોભા શી કહુંરે લોલ.
મહોત્સવ કીધો સુરમુનિ સર્વ કે મનમાં હર્ષ ધરીરે લોલ;
હોમે આહુતી જવ તલની કે ‡ઘૃત પરનાળ કરીરે લોલ
પ્રગટ્યો અગની જવા[1] જલમાંન કે ધુમ્ર[2] ગગન ગયોરે લોલ;
વેદાધ્યયન કરે રૂષિદેવ કે ઘોષ ઘણો થયોરે લોલ.
ઉચ્છવ મંગળ ઘેરે ઘેર કે ત્યાં વ્યાપી રહ્યોરે લોલ;
સૌના હરખ તણો નહીં પાર કે મે ક્યમ જાય કહ્યોરે લોલ
બાંધ્યા તોરણ દ્વારોદ્વાર કે દેતી માનુનીરે લોલ;
કરતા સુરનર પુષ્પની વૃષ્ટ કે થાય જય જય [3]ધ્વનિરે લોલ
દરશન કાજે આવે નિત્ય કે દેવદેવાંગનારે લોલ;
પૂર્યા મોતીડે શુભ ચોક કે તેમાં નહીં મણારે લોલ.
પ્રસરી કીરતિ જગમોઝાર કે મહીમા વધ્યો [4]મહીરે લોલ;
આવે સુરમુનિ ગણ ગાંધર્વ કે દરશન કાજે સહીરે લોલ.
નાહે નિર્મળ રેવા નીરકે પ્રસાદી લઈ પળેરે લોલ;
પાપી જન તો થયા પવિત્ર કે તાપ ત્રણે ટળેરે લોલ.

---

‡ ઘી. ૧ મોટો. ૨ ધુમાડો. ૩ ગર્જના. ૪ પૃથ્વી.

# ગરબો ૫ મો.

## રાગ લલનાની દેશી.

દેશ મનોહર **માળવોરે**, **ઉજન** નગરી અનુપ; સજનો.
રાજ કરે **ચાણાક્ય** ત્યાંરે, **ભરતખંડનો ભુપ**. સજનો.
છળભેદે સૌને છેતરેરે, કોઇનો ઠગાયો ન જાય; સજનો.
પાખંડી પૂરો ખરોરે, સૌને ઠગી હરખાય. સજનો.
[1]**સુર મુનિ ગણ ગાંધર્વનેરે**, રાય અને વળી રંક; સજનો.
છળ બળ કળ કરી છેતરેરે, એ તો આડે અંક. સજનો.
[2]નીમજ લીધું છે **નૃપતીરે**, મુજને ઠગે કોઇ જંન; સજનો.
તો નવ જીવવું માહરેરે, પાડું હું નિશ્ચે તંન. સજનો.
**બ્રહ્મ**સદન એક દિવસેરે, મળીતી સુરની સભાય; સજનો.
સુર કોઇ [3]**સુરાપાન** કરીરે, આવ્યા બેભાની ત્યાંય. સજનો.
**બ્રહ્માએ** શ્રાપ્યા તેમનેરે, થાજો કુરો તમે કાગ; સજનો.
વીનવે સઉ [4]**વીધિને** તહીંરે, કરો કૃપા મહાભાગ. સજનો.
વળતી **વિધિ** ત્યાં બોલીયારે, જાવોને **પૃથવી** મોઝાર; સજનો.
**ચાણાક્યને** જઇ છેતરોરે, પામશો **સુર** દેહ સાર. સજનો.
**કાગ** બની આવ્યા **સુરોરે**, **ચાણાક્યનો** જ્યાં ચોક; સજનો.
બેઠા સૌ ભાવે કરીરે, લાયક છે વિલોક. સજનો.
અધિપતિ આશ્ચર્ય પામીયોરે, આ **કાગની** કઇ જાત; સજનો.
આવા ન દીઠા આ મહીંરે, રૂપાળા ભલી ભાત. સજનો.
**એને ઠગું હું** પ્રપંચથીરે, ઉઠયો તપાસી લાગ; સજનો.
**ઝટ સાહ્યા ત્યાં ધીરે રહીરે, ચાણાકયે સૌ કાગ**. સજનો.

---

**૧ દેવલોક. ૨ પણ ( ટેક ) ૩ દારૂ. ૪ બ્રહ્મા.**

દીલ હરખાયો અતિ ઘણુંરે, વિધવિધ કરતો વિચાર; સજનો.
ચચળ જાત ચકોર એરે, કેવા ઠગ્યા મેં આ વાર. સજનો.
‡**વાયસ** પણ વિચારતારે, ઉરમાં આણી ઊમંગ; સજનો.
આ ભૂપતી મઝને ઠગેરે, તેને ઠગો આ પ્રસંગ. સજનો.
મુક્ત થશું **વિધિ** આપથીરે, **કાગ** ટળી થશું **સુર**; સજનો.
ધારી એવું મળ મૂત્ર કરીરે, ઊડચા લઈ **ભૂપ** નુર. સજનો.
ચીત ચમકયો રાજા ખરેરે, અવળું થયું આ કામ; સજનો.
ઊલટા ઠગાયા **કાગથીરે**, નામ થયું બદનામ. સજનો.
એમ વીચારીને વધારે, હાં કોણ છે આ વાર; સજનો.
હોકારો રાજનો સુણીરે, દોડી આવ્યા દરબાર. સજનો.
નાગો કહે શીર સેવકોરે, શા છે હુકમ સરકાર; સજનો.
ફરમાવો તે કૃપા કરીરે, છે કરતા તૈયાર. સજનો.
**ભૂપ** કહે શું બાળી રહ્યારે, લીધી જુઓ મુજ લાજ; સજનો.
**વાયસ** મુને ઠગી ગયારે, કરી મળ મૂત્ર આજ. સજનો.
પણ સારૂં પુરૂં થયુંરે, આવી પહોચ્યું આ વાર; સજનો.
નક્કી હવે મરવું પડેરે, એમાં ન ચાલે લગાર. સજનો.
દોડો દોડો સહુ દોટ દઈરે, આ પેલા જાય હરામ; સજનો.
પકડી બાંધો જકડી કરીરે, લાવો એને આ ઠામ. સજનો.
કે'તામાં દોડચા સહુરે, લેશ ન લાગી વાર; સજનો.
**વાયસ** સૌ બાંધી કરીરે, આવ્યા સભા મોઝાર. સજનો.
ક્રોધે ભરાણો **ભૂપતીરે**, લાગ્યો મારવા માર; સજનો.
કરજોડી કહે **કાગડારે** કરતા મૂખ પોકાર. સજનો.

---

‡ કાગડા.

## ગરબો ૬ ઠ્ઠો.

### ગિરધારીરે વાત કહું તે વિચારો—એ રાગ.

**વાયસ—**

રાજાજીરે મારો છો શા સારૂ, કહો કામ કરીશું તમારૂં;
કરજોડીરે કહીયે માનો અમારૂં, કહો કામ કરીશું તમારૂં—ટેક.

**ઝુલ.**

થયો આપ **વિધિનો** ભારીરે, અમે સૌ પામ્યા લાચારીરે,
કર્યા આપને આવી આભારીરે, થયા મુક્તજરે આપ થકી સૌ સારૂ. કહો.

**ચાણાક્ય—**

કહે રાજારે સુણજો વાણી મારી, ઠગીયો કરી કૌતક ભારી;
પણ મારૂંરે આજ ખરરે ગુમાવ્યું, મારૂં એ થકી મળ્યું આવ્યું.

**ઝુલ.**

માટે હું કહું તે કરો કામરે, જાઓ **ધર્મ** રાજાને ધામરે,
કરો કામ ત્વરાથી તમામરે, સૌ સુણજોરે વાત કહું વિસ્તારી. ઠ.
કહી એમજરે રાયે ઉર વિચારી, કીધ [1]**કુમકુમ** અરચ્યા સારી.
વળી [2]**અક્ષતરે** તેપર ચોઢ્યા રાયે, અતિ ઉર અંદર હરખાયે.

**ઝુલ.**

હવે જાઓ ન લાગે વારરે, કહ્યું કામ કરી નિરધારરે,
વળજો પાછા તત્કાળરે, ત્યાં પૂછેરે **ધર્મ** કદાપિ ધારી.—ઠગીયો.
હતું આજેરે રાય **ચાણાક્યજ** કેરૂં, બારસું જમી આવ્યા બલેરૂં.
ત્યાં કીધુંરે પૂજન અમારૂં ભાવે, ચોઢ્યા **અક્ષત** છે આ કપાળે.

---

૧ કંકુ. ૨ ચોખા.

## ઝુલ.

એમ કહી મોકલીયા **કાગરે**, હરખ્યો ઉર રાય અથાગરે,
હગ્યા દેવ શોધી આ લાગરે, કહે રાજારે વિધવિધ એમ વિચારી.ઠગી.

---

## ગરબો ૭ મો.

### રાગ—લલનાની દેશી.

બેઠાછે **ધર્મ** સભા ભરીરે, **ધર્મપુરી** મોઝાર; સજનો.
એવે આવ્યું જુથ **કાગનું**, બેઠા તે હારોહાર. સજનો.
અરચ્યા કીધેલી કપાળમાંરે, વાગી વધા જોઇ રાય; સજનો.
આ કોણ અકરમી મળ્યોરે, કીધી તમારી પૂજાય. સજનો.
**વાયસ** ત્યાં વળતાં વધારે, સુણીયે **ધર્મ** ભૂપાળ; સજનો.
**માળવ** દેશનો **મહીપતિ**રે, **ચાણાક્યનો** થયો કાળ. સજનો.
દ્વાદશમું તેનું ખરેરે, આજ હતું નીરધાર; સજનો
સૌ મળી અમે **કાગની**રે, રાય ગર્જતી તે દ્વાર; સજનો.
પ્રીય પુત્ર તેના કરીરે, શ્રાધ જમાડયા સમાજ; સજનો.
પૂજન પ્રીતે ત્યાં કર્યુંરે, **કુમકુમ અક્ષતે** આજ. સજનો.
તવ ચમકયા **ધર્મ** ચીતમાંરે, વિધ વિધ કરતા વિચાર: સજનો.
પ્રીતે કહ્યું ***પરધાનને**રે, એતો અધર્મી અપાર. સજનો.
અવતરી પાપ [1]અમાપ કર્યાંરે, છળાકળથી ઠગ્યા જંન; સજનો.
એ કયમ આવ્યો અહીં નહીંરે, પાપી ન થાય પાવન. સજનો.
એણે **શું** સુકૃત આચર્યુંરે, **સ્વર્ગ** સીધાવ્યો જેમ; સજનો.
જુઓને **શાસ્ત્ર** વિષે સહીરે, **ધર્મ** વદે છે એમ. સજનો.

---

* ચિત્રગુપ્ત. ૧ ઘણું.

તવ ઝટ જુએ **વજીરજી**રે, **શાસ્ત્ર** વિષે નિરધાર; સજનો.
જોઈ કહે નવ આવીયોરે, **ચાણાકય** રાય આ ઠાર. સજનો.
પણ સૂણો કહું રાયજીરે, પૃથ્વી ઉપર આ વાર; સજનો.
**શુકલતીરથના** ક્ષેત્રનોરે, છે મહિમાય અપાર. સજનો.
રઢીયાળું **રેવા** તીર છેરે, જો કોઈ જઈને નહાય; સજનો.
**ઉકારેશ્વર** નામ જપતાંરે, તરતજ **મુક્તી** થાય. સજનો.
રાય ગયો હશે ત્યાં ખરેરે, પાપ થયું નીપાત; સજનો.
એવું લખ્યું આ શાસ્ત્રમાંરે, **ધર્મ** કહે ખરી વાત. સજનો.
વાત બધી **વાયસો** સુણીરે, આવ્યા **ચાણાક્યની** પાસ; સજનો.
કહ્યા પ્રમાણે કર્યું અમોરે, રાય રાખો વીશ્વાશ. સજનો.
**ધર્મ** અરચ્યો પામીયારે, કેમ ન આવ્યો આંહી: સજનો.
**શુકલતીરથનું ક્ષેત્ર** છેરે, વજીર વધ્યા મહીમાંય. સજનો.
ત્યાં જઈ સ્નાન કરે કદીરે, પાપી તે થાય પાવંન; સજનો.
**ચાણાક્ય** તેમ કર્યા થકીરે, આવ્યો ન આંહી રાજન. સજનો.
રાયે રજા આપી **કાગનેરે**, જાઓ થયું મુજ કામ; સજનો.
**વાયસ** રૂપને પરહરીરે, **દેવ** ગયા નીજ ધામ. સજનો.
રાયે મન વીચારીયુંરે, જાઉં **શુકલતીરથ** સાર; સજનો.
પણ એ **તીરથ** ક્યાં હશેરે, કરતો એમ વિચાર. સજનો.
એમ વિચારી આવીયોરે, **અમરકંટક** મોઝાર; સજનો.
વહાણુ તૈયાર કરાવીયુંરે, મહીપતિએ તે વાર. સજનો.
ઝાઝના **સઢ** કાળા કર્યારે, વિચારી મન માંહ્ય; સજનો.
જવ **શુકલતીર્થ** આવશેરે, થાશે સફેદજ ત્યાંય. સજનો.
શુભ મહુરતમાં રાયજીરે, બેઠો વહાણુ મોઝાર; સજનો.
હંકાર્યું વાયુ વેગથારે, હૈયામાં હરખ અપાર. સજનો.
ત્રણુ માસ વીત્યા વાટમાંરે, આવ્યું પાસે શુભ **ક્ષેત્ર**; સજનો.

**ચાણાક્ય** રાયનું તે સમેરે, ફરકે જમણું **નેત્ર.** સજનો.
સમ જોજન અંતર રહ્યુંરે, પલટાવા લાગ્યો રંગ; સજનો.
**તીર્થની** સાનીધ્ય આવતાંરે, પઢ થયા [1]શ્વેતજ રંગ. સજનો.
રાયને મન નિશ્ચે થયુંરે, **શુકલતીર્થ** આ સાર; સજનો.
ઝાઝને ઝટ થોભાવીયુંરે, લંગર નાખી તે વાર. સજનો.
**ઉકારેશ્વર** ઈશનુંરે, સ્મરણ કરીને રાય; સજનો.
હરહર **નર્મદે** નામ " દઈરે, ઝંપાવ્યું **રેવા** માંય. સજનો.
તુર્ત **વિમાન** ત્યાં આવીયુંરે, રાય થયો દિવ્ય દેહ; સજનો.
બેશી **વિમાન સ્વર્ગે** ગયોરે, રાય **ચાણાક્યજ** જેહ. સજનો.

---

## ગરબો ૮ મો.

### સારૂં સારૂંરે સુરત શે'ર—એ રાગ.

વધ્યો મહિમા વધુ મહિમાંય **શુકલતીર** બહુ સારૂં;
ગયો **સ્વર્ગે ચાણાક્યજ** રાય **શુકલતીર** બહુ સારૂં.
ત્યારથી મહીમા વધ્યો અતિશે, વિશ્વ વિષે નિરધારરે;
**હર** વરસે યાત્રાળુ લોકો, આવે અપરંપાર. શુ.
**કારતક** શુદ **પુનમને** દિવસે પ્રગટચાતા **ઉકારરે**;
વળી એ દિવસે મુક્તો પામ્યો, **ચાણાક્યજ** નિરધાર. શુ.
તેથી એ દીન પવિત્ર ગણાયો, લોક વિષે તે વારરે;
એ દીન લાખો લોકો કેરી, ભરાય યાત્રા સાર. શુ.
**રેવાજીમાં** સ્નાન કરીને, પુંજે શ્રી **પરમેશરે**;
પાપ નિવારણ કરીને જાતા; જાત્રાળુ નિજ દેશ. શુ.

---

૧ ધોળો.

ઘણા **મુનિવર** વસીયા આવી, પવિત્ર **તીરથ**માંયરે;
દેવ સરીખા પણ દરશનને, કાજે આવે ત્યાંય. શુ.
ચાલ્યું આવે તેહ દિવસનું, **મહાત્મ** આજ પર્યંતરે;
**કારતક**ની **પૂનમ**ને દિવસે જન જાએ અત્યંત. શુ.

---

## ગરબો ૯ મો.

### સૈયર સીદને વળાવે મુને સાસરે જો.—એ રાગ.

આહા આજનો દિવસ રળીઆમણો જો;
સૌને આનંદ આનંદ આનંદ ઉર વિષે ઘણો જો. આહા.
ચાલો યાત્રા આજ શુભ **શુક્લતીર્થ**ની જો;
શુદી **કારતકી પૂનમ** તિથી આજની જો. આ.
થોક લોકના આ ગાડી જોડી જાય છે જો;
જાય ચાલતા કો ઉર અતિ હરખાય છે જો. આ.
પેર્યાં [1]વપુ પરૂ સુશોભિત આ ઘડી જો;
શીરે ઝુકાવી છે પેચદાર પાઘડી જો. આ.
વળી જાય છે જો [2]વૃંદ વનિતા તણાં જો;
લઈ બાળકોને કેડમાં હશે ઘણાં જો. આ.
સાડી સજી વળી કંચુકી કસી ઘણી જો;
પાય કલ્લાં કાંબી જાય છે બણી ઠણી જો. આ.
ચઢે હાંક્તે ચાલતાં બેશી જાય છે જો;
લઈ કેડમાં [3]કીકો ચાલતી થાય છે જો. આ.
કોઈ વાટમાં મધુર ગીત ગાય છે જો;

---

૧ શરીર. ૨ ટોળાં. ૩ નાનું બાળક.

કોકિલ કંઠ સૂણી ચિત્ત ચળી જાય છે જો. આ.
‡ધોરી ગળે જોને ઘંટ કેવા ગણગણે જો;
દોડવે છે ઝાઝા જોને કરી બળ ઘણે જો. આ.
કરી જોર ઝાઝું કોઈ હોકારા ભણે જો;
રાખ રાખ કોઈ કહે કોણ સાંભળે જો. આ.
ચઢે ટેકરે ઉંધું પડે તો રાખતા જો;
ઘાયલ થાય વદનથી બહુ બરાડતા જો. આ.
પેલા જાય જોની માલ વેચવા સહી જો;
કરે વાત સૌ વેપારી કેવી મહીં મહીં જો. આ.
મળ્યા ખુબ લોક થોક આણુ સાલમાં જો;
લેવું મૂલ મન માને એમ માલમાં જો. આ.
ફરી જાય જો **ગુણીકાઓ** ગુમાનમાં જો.
ઠગાશે **ગુમાર** ગર્થ થઈ ગુલતાનમાં જો. આ.
જાય જાતરા જુદા જુદા તરંગમાં જો;
જાય શોખીલા કો જોવાના ઉમંગમાં જો. આ.
લેવા જાય કોઈ માલ બેશ ત્યાં મળે જો;
ધારી એમ ઉર ઓછા મૂલથી ઘણે જો. આ.
જાય ભીલરાય ઉર થતા ખુશી ઘણા જો;
બેશી ચેંકવેને હીંચકા ખાવા ઘણા જો. આ.
કોઈ જાતરી જાય જાર કર્મ ધારીને જો;
કરે સીધા જો ઝલાય માર મારીને જો. આ.
કોઈ જાય શુદ્ધ મને ધર્મ ધારીને જો;
*નાઈ નમન કરે **રેવા** કષ્ટહારીને જો. આ.
ધારી એમ ઉર મૂક્ત પાપથી થવા જો;

---

‡ બળદ. * સ્નાન કરી.

આવે દુષ્ટ ધારી દિલ કોઈ લુટવા જો. આ.
હવે આવીયું નજીક **શુકલતીર્થ** આ જો;
જોને શ્રવણ થાય ઘંટ ઘણુણ વાગતા જો. આ.
જોત જોતે જોને **ચંદ્ર** આથમવા ગયો જો;
**સંઘ** સર્વ **શુકલતિર્થમાં** ભેળો થયો જો. આ.
કરે **કાગ** કાકા **ચકલીઓ** ચકચાક કરે જો;
**જોને** કેવી ઘરર ઘરર **ઘંટીઓ** ફરે જો. આ.
**ઘડી** પછી આ પ્રભાત પુનમનું થશે જો;
પછી નાહીશું તો ભાડકાં ફુંટઈ જશે જો. આ.
માટે ચાલો વે'લા સ્નાન કરી આવીયે જો;
કરી હર્ષ પ્રીતે **પ્રભુ** ગુણ ગાઈયે જો. આ.

---

## ગરબો ૧૦ મો.

**ચલરે ગાગર ચલરે ગાગર જમનાજી જઈએ-એ રાગ**

ચાલોરે ચાલો સૌ દરશન કરીયે;
**ૐકારેશ્વર** આજેરે, આનંદ કારી. ટેક.
દીન દયાળુ એ દુઃખ હરનારો, ..
સૌનાં સંકટ ભાજેરે આનંદકારી. ચાલો.
અતિ શોભિત કાનમાં કુંડળ;
મસ્તક મુગટ બિરાજેરે આનંદકારી. ચાલો.
પીળું પીતાંબર પે'ર્યું **પ્રભુજી;**
પાપો કરે સૌ પ્રાજેરે આનંદકારી. ચાલો.
શોભે ડેરાનો ઘુમટજ ભારી;
શીખર ગગનમાં ગાજેરે આનંદકારી. ચાલો.

ગીરદી થાશે આજ અતિશે;
છે પુનમ દીન આજેરે આનંદકારી. ચાલો.

---

## ગરબો. ૧૧ મો.

### ગીરધારીરે વાત કહું તે વિચારો–એ રાગ.

ત્રિપુરારીરે અર્જ અમારી સ્વીકારો,
સૌ કષ્ટ કૃપાળુ નીવારો;
દરશથીરે સફળ થયો જનમારો,
સૌ કષ્ટ કૃપાળુ નીવારો.

**ઝુલ.**

છો ત્રિલોકના પ્રતિપાળરે,
વળી દુખહર દિન દયાળરે,
છો અભય વર દેનારરે,
દરશનથીરે સફળ થયો જનમારો. સૌ કષ્ટ.
સુખદાતારે જગકર્તા ભયહારી,
ઉત્પતિ સ્થિતિ લયકારી.
શરણાંગતરે વત્સલ છો જયકારી,
**શુળ શંખ ગદા** કર ધારી,

**ઝુલ.**

બહુનામી અંતર જામીરે,
દેવાધી દેવ અકામીરે,
**સેવે સુરમનિ** સૌ શીરનામીરે,
દરશનથીરે સફળ થયો જનમારો. સૌ કષ્ટ.

અધમોચનરે આનંદઘન અવિનાશી,
જાય દરશનથી દુઃખ નાશી
કરજોડીરે નમીએ આજ ઉલ્લાશી,
હરો જન્મ મરણની ફાંશી.

**ઝુલ.**

આજ આપનાં દરશન પામ્યારે,
તેથી તાપ ત્રીવીધી વામ્યારે,
હૈયામાં હરખ બહુ જામ્યારે,
દરશનથીરે સફળ થયો જનમારો. સૌ ક૦

---

# ગરબો ૧૨ મો.

## બોલો હરદમ નબીસેં ગુજારા—એ રાગ.

જુઓ બજારની બલિહારી, કેવી દીપે દુકાનો સારીરે—જુઓ.
મળી લોક તણી ઠઠ ભારી, વળી મળ્યા ઘણા વેપારીરે. જુ.
મળે માલ અહીં મન ગમતો, બહુ બેશ અને વળી સસ્તો. જુ.
ચાલો ચાલો જેને જે લેવું, મળે નહીં બીજે કંઇ એવું. જુ.
ચાલો બનાત બેશજ લઇએ, પે'રી થંડમાં સુખીયા થઇએ. જુ.
પેલી કેવી **ટોપીઓ** સારી, છે ભાત સહુની ન્યારી. જુ.
કહે કોઈ તે મારે લેવી, મારા શીર પર શોભે એવી. જુ.
કહે કામનીઓ સૈયરને, અલી જો જો આમ તું ફરને. જુ.
કેવી **કટોરીઓ** ચકચકતી, પેલી **ગજી** ઘણી તકતકતી. જુ.
છે બેશ ઘણી બેરંગી, કરે ઉર અતિ ઉમંગી. જુ.
અલી ચાલો આપણ લઇએ, એનું મૂલમુલ ઠેરવીએ. જુ.
વદે કોઈ વદનથી એવું, અલી મારે કંકુ લેવું. જુ.

ત્યાં જઇ મનગમતું લેતી, ચાલો આગળ કો વળી કે'તી. જુ.
મારે **લાટી લપેટો** લેવો, કદી થાય ન ઝાંખો એવો. જુ.
વળી વદે વદનથી બહેની, મારે લેવી **ચોપડી** પે'લી. જુ.
ચાલો **કાશીરામની** દુકાને, મળે ચોપડીઓ મન માને. જુ.

મનહર છંદ.

કેસરા **કાપડી** , **૩૩ ને કાછીઆ મિઠાઈવાળા,**
**બજરૂ બીલો** ખાનું **બૂટ** વેચનાર આ;
**અતર ફુલેલ તેલ તંબોળી** તણી દુકાન,
વાજીંત્ર વગાડવાનાં નાનાં બાળકોને આ;
મેવા છે તરેહવાર **નારંગીને જામફળ,**
**અંજીર આલુ દરાખ** કેવાં છે [1]**દનાર** આ;
વસાણું વેચે આ ગાંધી વળી નેસતી દુકાન,
જુઓ **રમકડાં** જીવ ખુશ કરનાર આ. ૧
એમાંથી શું લેવું અને કઈ ચીજ વીસારવી,
જોઈ જોઇ મિત્ર મારૂં મન તો લોભાય છે;
હોય હાથમાંજ લાખ રૂપીઆ તે પણ જાય,
તોયે પાર આવે નહીં લેવા મન થાય છે;
વળી પેલા **જાદુતણા** ખેલ કરનારના જો,
હારોહાર **ખેલાડીના** માંડવા જણાય છે;
આપીને [2]**જનાદી** એક જેનો જેવો ખેલ તેને,
તેટલા **જનાદી** આપી જોવા જન જાય છે. ૨
જુઓ જુઓ **ચગડોળ** ચકર ચકર ફરે,
ચકુર ચકુર એનો સાદ સંભળાય છે;

---

૧ દાડમ. ૨ પૈસો.

બેલા **ભીલરાય** મઠલાય ઉરમાંય અતિ,
લઇ **ભીલા રાણીઓને** છેલીઆ શું ગાય છે;
પણે જુઓ દડબડ **ઘોડા** દોડતાજ હોય,
ફરે **ચગડોળ** બેઠા ***સવાર** જણાય છે;
લઇ કર ચાબખાને સેલાણી સટાક મારે,
બેઠા કોઇ **ખુરશીએ** ઉર હરખાય છે. ૩
સેલાણી શોખીલા છેલ છટાક થઇને ફરે,
ચટપટ ખટપટ પે'રી બૂટ ચાલતા;
લપ છપ ગપ સપ તણી ઘણી વાતો કરે,
ભણેલા ઇંગ્લીશ એટ પેટ ગેટ બોલતા;
નેતરની સોટી કર ધરી પટ પટ કરે,
મળે મિત્ર **માઇડીયર** કહીને બોલાવતા;
વાગે એવામાંજ ધક્કો **ટોપી** ધરણીજ ઢળે,
**ગૉમેન** કહી વળી **ટોપીને** સંભાલતા. ૪
લાલ કર્યું મુખ પાન ચાવીને સેલાણી કોએ,
કોઇ શીરપર છોગાં ઝુકાવીને ચાલતા;
કોઇ તો બજારમાંથી **શેરડીના** સાંઠા લઇ,
ગામડાના ગુમાર કો મૂળા લઇ ચાવતા;
સેલાણી ઠાકોર સજી શણગાર મૂલ્યવાન,
બેશી ઘોડાપર કોઇ ઠાઠથી નચાવતા;
ફરે જો તોફાન કોઇ તોફાની **સિપાઇ તેને,**
લઇ જઇ **ગેટપર ધાકે ધમકાવતા.** ૫

---

***સ્વાર.**

## દોહરો.

પેલે મોટે માંડવે જુઓ બેટની મધ્ય;
ઝાઝી જામી મેદની ત્યાં જઈ જોઇએ સદ્ય.

## મનહરછંદ.

અરે ભાઈ આપણે ક્યાં આ પીડામાં આવી પડ્યા,
જોને આતો મોટા **માંડવા છે મધુપાનના;**
મગજ ભમે છે દુરગંધ થકી દૂર છતાં,
આતો ઠામ જાણુ નક્કી વ્યસની હરામના;
શેરનો અઢેર આપે રાશી ફૂલ મેળવીને,
**પારસી** પડાવે જોને ગરથ તમામના;
ઘણા **ભીલ કોળો ઢેડ** હશે એનો નીચ જાત,
પણ પેલા **રજપૂત** આપણીજ કોમના. ૧
અરરર ધિક ધિક એનાં **માત તાત** અલ્યા,
**ભીલ કોળી** ઢેડ ભેગા દારૂ પીવા જાય છે:
**કોળી ભીલે** દારૂ પીને ઉંધું વાળેલું **ગલાસ,**
તેમાં મુરખના જાત પીને ખુશ થાય છે;
દારૂ પીને મોં કરે કટાણું જાણે કોઈ એમ,
દારૂ ખુબ આકરો છે ધાણી ચણા ખાય છે;
ગાંઠના ગુમાવી દામ બેભાન બની તે ઠામ,
આખડીયાં ખાતા કોના ધપ્પા ખાતા જાય છે. ૨
કોઈ ઓકી ઓકીને પડ્યા તે રેતીમાં ફજેતી,
જોઈ જોઈ બીજા જન હશી હશી જાય છે;
કો હરામખોર પેલા પડેલાની ગાંઠે હોય,
પૈસા બાંધેલા તે છોડી પથે જ પળાય છે;

ધોતીયાનું ભાન નથી મોઢામાં પેઠી છે ધુળ,
ભાન વિના મુખમાંથી ભાંડ તો બોલાય છે;
એને તો **ચાણાક્ય** પેઠ જનતરા ફળી છે ભાઈ,
દારૂની નિશામાં એને સ્વરગ જણાય છે. ૩
અરે શું ઉચ્ચારૂં ચાર આથી આળો આડો આંક,
રાંક થયા તોય ફાંક રાખી ફરે ફાંકડા;
મૂરખના જામ પડ્યા આમ થઈને એ કામ,
ગામમાં ફરે મુછોના ઉંચા રાખી આંકડા;
ખોયાં **ગામ ગરાસ** ને **ઘરબાર** ગુમાર્યાં,
કરીને **કરજ** **જરનું** જમાવી દોકડા;
ખર તોયે **મધુપાન** મૂકે નહી મારા વીર,
ઉખાડે શરીર આ તો આબરૂના કાંકરા. ૪
વિકાસ્યું વદન મળે ભાનના તદન જેને,
નગન જણીયા જનેતાએ જેવા [1]**જહાનમાં**;
આવે દુરગંધ અંધ અકલના અભાગીયા,
પડ્યા ઉંધે મુખ પેઠી રેતી જેના કાનમાં;
શાન નહી હોય દિલજાન દિલ દાઝે મારૂં,
દીઠો એમણે શો સાર શ્રેષ્ઠ **મધુપાનમાં**;
જાય છે [2]**જંગલ** જે જગાએ **જાતરાળુ જન**,
પડ્યા ગાંડો ગુમાવી ગરથ **કુસ્થાનમાં**. ૫
અફીણી **અફીણ** ખાય **ચંડુલ ચડસ** ચાય.
કોઈ તાણે **તમાકુ** કો **તાડીના** પીનાર છે;
**છીકણી** છબીલા સુંઘે ગંજેરી **ગાંજો** ન મૂકે,
ફુંકે જાય ભંગી **ભાંગ** કેફ કરનાર છે;

---

૧ દુનિયામાં. ૨ દિશાએ ( બહાર જવા )

ગાંઠનો ગુમાવી ગરથ ને થવું ઘેલા ભાઇ,
કરીએ ન કેફ કંઇ કહો **શું** થનાર છે;
જાણુ દીલજાન છે **જહાનમાં** એ વીણુ કેફ,
પણુ વીર **દારૂથી તો** અવધિ અપાર છે. ૬
ખાય **ખાંડ સકર ઘી** દુધ તો છે બહેતર,
જેથી જોર જામે સારૂં શરીર શોભાય છે.
પણુ આતો જાય **જર** ગુમાવીએ **ઘરબાર**,
**કાયાઘર** જોને કેવું નભરમું થાય છે;
વળી ચરચાય થાય મનાય **દારૂડીયામાં**,
પાય કો ન પાણી જશ જગમાંથી જાય છે;
જાય જેને દ્વાર આવકારના મળે લગાર,
ધાર આખા ગામની ગુમાર ગાળો ખાય છે. ૭
**છાકટા** બનીને આવે **કલાલની** દુકાનથી,
કાનથી ન સૂણે કે'ણુ કુવેણુ ઉચારે છે;
ઉચારે છટેલ બદફેલની વચન મુખ,
મુખ ધરી ધૂળ ધસ્યા આવે જો ગુમાર છે;
માર છેવટજ ખાય પોલીસમાં જો ઝલાય,
લાય ઉઠી ઉંચા રાખ્યા **આંકડામાં** યાર છે;
યાર છે **ધિક્કાર** વાર હજાર આ અવતાર,
તારવા ન આવ્યા એ બુરાડવા ગુમાર છે. ૮
આંખ કેવી લાલ છે ગુલાલ ભાળ વિકરાળ,
રાળ જ્વાળ જેવી કેવી [1]કારમી દેખાય છે;
ખાય છે જો ગોથાં પડી જાય [2]**જમી** બેઠા થાય,
થાય ઉભા વળી પડી કરમ કૂટાય છે;

---

૧ ભયંકર. ૨ પૃથ્વી.

કુટાય છે કરમ જો શરમ મળે ન રજ,
[1]રજમાં રગદોળાઈ **ભૂત** શો ભમાય છે;
ભમાય છે ગમાય છે ગરથ ગુમાર ઘણા,
ઘણા તો ન રાખે મણા અંધા અથડાય છે. ૯
વિપરીત વાત વીર કાયાને કરે કથીર,
થીર નવ ઠરે ભસી મરે બોલ ભાંડના;
ભાંડના બિભત્સ બોલ બહુ બહુ બકે જાય,
જાય ના રોકાય કરે કડકા જો [2]**હાડના**;
હાડ ભાગે તોય ભસે **માત તાત** ના વિચારે,
વિચારે ન બેટી **બેન** કહે એને કોણ ના ?
કોણ ના કહી શકે જ્યાં પામ્યા પૃથ્વીપતિ પદ,
**પદવી દારૂડીઆની** મુવા શે ના રાંડના. ૧૦
કરે છે ચઢાવી રાઈ મોટા ભાઈ મોટી વાત,
વાતને વખાણે વડાવાએ વાંટો વાળીયો;
વાળીઓ જે વાંટો આંટો રાખી આજ ખાઈએ તે,
ખાઈએ તે પાઈએ ન દુઃખ દીન કાઢીયો;
કાઢીયો શું કાંદો તેમાં વીરા શું વધારો કર્યો,
કર્યો છે વધારો વધારે વધારી **ડાઢીયો**;
**ડાઢીયો** વધારી જાણી ઉઘાડી છે [3]**સુરાખાણ**,
ખાણમાં પડી શું લુચ્ચા લવે છે **લબાડીયો**. ૧૧

**દોહરો.**

અડચણ કરતા અન્યને, ઘરના ખરચી દામ;
કામ ન કરતા કેફથી, ઘરનાંને દુખ ડામ.

---

ધૂળમાં. ૨ હાડકાંના. ૩ દારૂની દુકાન.

વદે ભાંડ [1]**ભગની** સુણે [2]વમન કરે અન ખાઈ;
સ્નેહજ તોડે સર્વથી દુષ્ટ કામ મમતાઈ.
મોસાળે જાવા તણો; આણે સુતનો વખ્ત;
એવા **પુરૂષો** પ્રગટ ક્યમ, થાતા હોશે જક્ત.

**મનહર છંદ.**

જાણીએ જે ઝાડતણા મૂળ વિષે સળો પેઠો,
થોડા દીનમાં તે ઝાડ પડવાનું જાણીએ;
આવક થોડીને કરે જાવક અધિક જ્યારે,
દેવાળુ તે થોડે દીને કાઢશે પ્રમાણીએ;
સાસરે આવીને ચા'ય [3]ઘરથી ધણીનું ભૂંડું,
જાણીએ જે ધોળે નહીં કદી ધણીઆણી એ;
જ્યારે ઘણા **દારૂના પીનાર** દેશમાંજ વધ્યા,
ત્યારે દેશનું ભૂંડું થવાનું નક્કી જાણીએ. ૧
[4]**શરાબના** શોખી બની **રજપૂતે રાજ** ખોયું,
**શૂર** ખોયું ખોયું **જ્ઞાન વિનય વિવેક** તે;
**રાજપાટ** ખોયું, ખોયું **ગામને ગરાશ** વળી,
ખોયું **સનમાન** [5]**અભિમાન** ખોયો ટેક તે;
**વિદ્યાકળા કૌશલ્યને ઉદ્યમ** અનેક ખોયો,
ખોયો **સંપ** નાતમાંથી ગ્રહી **દારૂ** એક તે;
**રટે રામસિંહ** સુણો **પરબતસિંહ** ખોયું,
**રાજપુત્ર** પણું થયા †**રજ-પૂત** છેક તે. ૨

---

૧ બેન. ૨ ઉલટી (ઓકવું). ૩ પહેલેથી. ૪ દારૂ. ૫ સ્વદેશાભિમાન. † ધુળના છોકરા–(કાંકરા)

**દોહરો.**

વા'લા વીરા બહુ થયું ભોગ એમના ભાઈ;
જો જો પેલે માંડવે ઝાઝી ભીડ ભરાઈ.

**મનહર.**

અરે આતો ગુણહીણ **ગુણકાના** માંડવા છે,
**રાંડવા લંપટ જનો** ઉભા એને બારણે;
આંખના ઈશારા કરે મુરખનાં મન હરે,
સૂણી સ્નેહ વચન કરે છે [1]**વીત** વારણે;
**નરકની** ખાણ એ અજાણને ફસાવી પાડે,
નીત ભોગવે અનેક **નર** [1]**જર** કારણે;
ભૂંડી એતો ભાઈ એનું તન **કુતરાની** ચાટ,
પાપમાં પડીશું એનું **મુખ** જોઈ આપણે.
**પરનારી** તણા **પરપંચમાં** ફસાઈ કોઈ,
**ઘરબાર ભાર** ખોઈ બેઠા બની **બાપડા;**
કોયે **રાજકાજ સુખસાજને** તારાજ કર્યા,
**નારી પરિવાર** અને **સુત** કીધા **બાપડા;**
ગાંઠનો **ગરથ** ગુમાવી **ગુમાર જાર** રમ્યા,
કોઈ માર ખાઈ કો **બિમાર** બન્યા **બાપડા;**
**રટ રામસંગ** ખોયો **વિનય વિવેક વિદ્યા,**
**પાપરૂપી** ચાપડાથી બંધાયા **થૈ બાપડા.**

---

1 પૈસા.

# ગરબો ૧૩ મો.

**મારારે સ્વામી બોલોની વાલા-એ રાગ.**

આહા શી છે **બેટની** બલિહારી.
લાગે રૂડી શોભા રસિક ભાળી. આહા૦
પુનમ **ચંદ્ર** ઉગ્યો આનંદકારી;
શીતળતા પસારી પુરણ પ્યારી. આહા૦
**આકાશ** છે નિર્મળ અશમાની;
નિર્મળ શોભા દેખો **નરબદાની.** આહા૦
આજે બધા **બેટની** લેવી ભેટ;
ફરવું બધે જોવા લાયક જ્યાં નેટ. આહા૦
બધે જોઈ જાળવીને ફરવું;
નહિતો કોઈ કાતરશે ગજવું. આહા૦
ઠેલમઠેલા માંય નહીં જાવું;
નહીંતો પછી ધુળ ભેળા થાવું. આહા૦
અલ્યા આજ ઉજાગરો થાશે;
હશે ભાઈ સવારે ઉંઘાશે. આહા૦
ચાલો પેલા **ભગડોળ** ફેરે ઠામ,
નારે ભાઈ એ **ભીલ** **કોળીનું** કામ. આહા૦
ચાલો ત્યારે **મંડળીઓ** પાસે,
ત્યાં તો જરા ઠીક ગમત થાશે. આહા૦
ઉછવ એમાં થાય છે બહુ સારો,
**મૃદંગનો** શબ્દ લાગે પ્યારો. આહા૦
**કંશારાંને** **ભુંગળ તો** વાજે,
ગાયન તણો ઘોષ ગગન ગાજે. આહા૦

બોલે પદ પ્રેમ થકી પ્યારાં,
પે'ર્યાં વપુ વસ્ત્ર શોભીત સારાં. આહા૦
એકે લીધો **રાધા** તણો રૂડો વેશ,
બીજો બન્યો **નંદકુંવર** પણ બેશ. આહા૦
જોવાની રમુજ તો છે સારી,
આવે કટાળો ગીરદી ભારી. આહા૦
જોતાં નહીં આં ઠઠમાં ફાવે,
ચાલો પાછા આવીશું ફરી હાવે. આહા૦
પણે જુથ ઝાઝું મળ્યું જોની,
દારૂ માંડવે ઠઠ લોકોની. આહા૦
આહા કેવી ઉંચે હવાઈ છોડે,
પણે પેલા ફુલકરણી ફોડે. આહા૦
કેવા રંગ પલટે શી છબ ખૂબી,
લીલો લાલ બપોરી ગુલાબી. આહા૦
આહા જોજો બીજી હવાઈ છૂટી,
લીલા પીળા તારા પડે તૂટી. આહા૦
રખે આપણા પર જો પડશે,
ચાલો બેશ વસ્ત્ર રખે બળશે. આહા૦
ચાલો **પણે** **રેવાત્રટે** જઈએ,
શીતળ **હવા** લેઈ સુખી થઈએ. આહા૦
શીતળ હવા કેવી આવે છે અહીં,
**પ્યારામિત્ર** તમને ગમે છે કે નહીં. આહા૦
હા હા ભાઈ હમણાં હવા ગમશે,
સવારે તો **સક્ષુ** ચમચમશે. આહા૦

---

## ગરબો ૧૪ મો.

### લટકાળો ગીરધરધારી–એ રાગ.

જુઓ પેલીછે **મંડળી** કેવી, કરે સૌને રાજી એવીરે. જુ૦
પેલી વચ્ચે કેવી નાચેછે **ગોપી**, વાંકી ઝુકાવી શી ટોપીરે. જુ૦
પે'રીને પાટલૂન **સાહેબ** કોઇ, બન્યા સરવ રહ્યા જોઇરે. જુ૦
**ઇંદ્રિપરી** જોજો પેલી બનીઓ, ગાયછે કેવી રાગણીઓરે. જુ૦
એવી અનેક છે મંડળી આંહી, કહો ફરીશું કયાંહીરે. જુ૦
જુદીજુદી સૌની બલીહારી, જોતાં અમીતથશું ભારીરે. જુ૦
થાકયા ફરીફરી **પરબત** કા'વે, પેખતાં પારન આવેરે. જુ૦

---

## ગરબો ૧૫ મો.

### મારારે સ્વામી બોલોની વાલા–એ રાગ.

શોભા જોઇ **બેટની** બહુ સારી,
આવે ઉંઘ **ચક્ષુ** નાંખે ઢાળી. શોભા૦
ગયા બાર ઉપર બે વાગી,
માંદા થશું રાત બધી જાગી. શોભા૦
અલ્યા પણે **હારમોન્યમ** સંભળાય,
ચાલો પેલા માંડવા ગમ સહુ જાય. શોભા૦
નારે ભાઇ હાવે નથી જાવું,
નાવત હું તો જાણુત જો આવું. શોભા૦
આવ્યા ઝટ આણી મુકામે ઉમંગ,
સુખે સુતા **પરબત** ને **રામસંગ**. શોભા૦

## ગીતી.

રમ્યાજ ગરબા રૂડા, પંદર સુંદર આ પ્રભુ મે'ર થકી;
ગુણીજન દોષ ન દેશો, સુધારજો ભૂલી ગયા હોય ચુકી.

## ઇતિ શુકલતીર્થ મહાત્મ.

તા. ૧૦-૧૧-૯૬.

# જાહેરખબર.

સર્વ સાહેબોને ખબર આપવામાં આવે છે કે અમારા રચેલાં પુસ્તકો નીચે લખેલ રેટોથી રોકડી કીંમતે તથા બુક પોષ્ટ વેલ્યુપેએબલ કરી મોકલવામાં આવશે. જવાબ માટે ટીકીટ યા રીપ્લાઇ કાર્ડ હશે, તોજ જવાબ આપવામાં આવશે. નોટપેડ પત્ર લેવામાં આવશે નહીં. જેણાએ તેમણે નીચેના શીરનામે લખી મગાવી લેવાં. કીમત એક આપ. દશ પ્રત રાખનારને એક પ્રત બક્ષીસ, તે ઉપરાંત (૨૫) ટકા સેંકડે કમીશન કાપીઆપવામાં આવશે. નાપસંદ પડે પાછું. ( પુસ્તક સારી સ્થિતીમાં હશે તો )

| પુસ્તકનું નામ. | કિંમત | પોષ્ટેજ |
|---|---|---|
| સંગીત રામ રાવણ નાટક અષ્ટાંકી એક રમુજી હાસ્ય સાથે કરૂણારસ સામાન્ય સેંકડો રાગનાં ઘસો (૬૦૦) ગાયનથી ભરપુર | રૂ. ૦—૮—૦ | ૦—૦—૬ |
| જાદુગર (રમુજી વાર્તા) | રૂ. ૦—૩—૦ | માફ |
| સાર્વજનિક દીલપસંદ ગાયન(પ્ર. ભા.) | રૂ. ૦—૨—૦ | ૦—૦—૬ |
| વિદ્યા વિનોદ બાવની. | રૂ. ૦—૦—૬ | ૦—૦—૬ |
| શુકલતિર્થ મહાત્મ | રૂ. ૦—૨—૦ | માફ |

ઉપરનાં પુસ્તકો શિવાય પરવત પ્રભાત; દુનીયા દોરંગી; આરસાર; પરવત કાવ્ય. હવે પછી બહાર પડશે—


ગ્રંથ કર્તા
પરવતસિંહ હમીરસિંહ
તથા
રામસિંહ આનંદસિંહ

ઝણોર તા. ભરૂચ.
પોષ્ટ ચમારગામ.